# श्रीकृष्णसंध्या.

गो. वि. कृ.

मद्रास.

कृष्णेरताः कृष्णमनुस्मरन्ति
रात्रौ च कृष्णं पुनरुत्थिता ये ॥
ते भिन्नदेहाः प्रविशन्ति कृष्णं
हविर्यथा मंत्रहुतं हुताशे ॥ १ ॥

॥ ૐ ॥

गोविन्ददास ज्ञानोदय ग्रन्थमाला अंक ८.

(વૈષ્ણવ દ્વિજોને માટે ત્રિકાલ
સંધ્યોપાસન.)

# श्री कृष्ण संध्या.

## KRISHNA SANDHYA.


गोविन्ददास वि. कृष्णदास

એફ. ટી. એસ.—મદ્રાસ.



[ આવૃત્તિ પહેલી—પ્રતિ ૧૦૦૦ ]

મુંબઈ:

"વર્તમાન" પ્રેસ.

वि. सं. १९५६.   ई. स. १९००.

गोगोपगोपिकावीतं ।
गोपालं गोषु गोप्रदम् ॥
गोपैरीड्यं गोसहस्रै ।
नौमि गोकुलनायकम् ॥ १ ॥

# પ્રસ્તાવના.



સર્વ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય)ને સંધ્યા-વંદનાદિક નિત્ય કર્મની કેટલીબધી આ-વશ્યકતા છે, તે વિષે અન્યસ્થળે વિસ્તૃત વિવેચન કરવામાં આવ્યું છે. અત્રે આ લઘુ લેખ સંબંધે નિવેદન કરવાનું એટ-લુંજ કે, વર્તમાનકાળે વૈષ્ણવ દ્વિજો બ-હુધા વેદોક્ત કર્મ કરવાની ઈચ્છા કરતા નથી અને પુરાણોક્ત કર્મોમાં ઉત્સુક્તા બ-તાવી તેમાં પ્રવર્ત થાય છે. કેટલાક ગો-સ્વામિ મહારાજો તેમને ઉચ્છિન્ન સંસ્કા-રને પાત્ર કિંવા વેદોક્ત કર્મના અન-ધિકારી કહી, મૌંજી બંધન (યજ્ઞોપવીત)

સાથે સંધ્યા વંદનાદિકનો ઉપદેશ દેવાને બદલે, માત્ર "ગોપાલ–ગોવિંદ ગાયત્રી" ઉપદેશે છે અને સંસ્કૃત ભાષા તેમજ સારાસાર સમજવાથી અજ્ઞાત અનુયાયિઓ, તદનુસાર પ્રવર્તે છે. તે સર્વની સુગમતા માટે શ્રી વૈષ્ણવ સંપ્રદાયિક મતને અનુસારે આ અલ્પ યત્ન કરવામાં આવ્યો છે.

આમાં આપેલી ગાયત્રી, ગોસ્વામિ મહારાજોએ ઉપદેશેલી શ્રી કૃષ્ણપરમાત્મા પ્રીત્યર્થે છે; અર્થાત્ તેનો જપ અતિ આવશ્યક છે. વળી વિશેષે કરી વૈષ્ણવ સંપ્રદાયનુંજ ગૌરવ તેમાં સમાયલું છે, માટે કહેવું જોઇએ કે વૈષ્ણવ સંપ્રદાયને

અનુસરી નિત્યકર્મ કરવાનું પ્રાવેશિક અને પ્રથમ પગથીઉં તે આ લઘુ પુસ્તક છે.

વૈદિક સંધ્યા વંદનાદિક નિત્યકર્મ કરનારા વૈષ્ણવાદિ દ્વિજોને આમાં આપેલી કૃષ્ણગાયત્રીનો વધારે જપ કરવાથી અવશ્ય શ્રેયસ્કર થશે; માટે સમસ્ત વૈષ્ણવોએ તેનો સારી રીતે અભ્યાસ કરી, શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રત્યેની પ્રીતિ–ભક્તિમાં વૃદ્ધિ કરવાની તક ખોવી નહિ.

હાલ કાળ પ્રવૃત્તિનો હોવાથી, આમાં આપેલી ત્રિકાળ સંધ્યા બહુ સંક્ષેપે યોજી છે. માટે પ્રમાદ મૂકી આલોક-પરલોકનાં પોતાનાં હિત માટે પ્રયત્ન કરવામાં પાછળ ન પડવું.

વસંતપંચમી,
મદ્રાસ. } ગો. વિ. કૃ.

# उपोद्‍घातः

मनुष्याः प्रत्यहं दैवभक्तयाचरणाय कंञ्चि-दपि कालमवश्यमुपयुञ्जन्ते एतदावश्यकत्व मनुसृत्य एतत् भरतखण्डवासिनो द्विजाश्च अन्यदेशस्थसमस्तमतस्थाश्च संध्यावंदन प्रार्थनादिभिः भिन्नभिन्ननामतः प्रातस्सायं भगवन्तं भजन्ते.

एवं स्थितत या सर्वेषां कृष्णभक्तानां सामान्यतयाऽवलंबितुमनुकूलतया संग्रहेणैतत् **कृष्णसन्ध्या**ख्यप्रबन्धः (रामसंन्ध्या-वत ) बहुविद्वत्सहाय्येन प्रकटी क्रियते.

अयं प्रबन्धः समस्त द्विजैरनुष्ठीयमानवैदिक संध्यावंदनस्य सहकारितयासानुबन्धतयाच्च सर्वैरपिद्विजै वैदिकसंध्यावन्दनवत् नित्यकर्मिस्मह योक्तु मर्हति.

वसंतपंचमी १९५६.

मद्रास.

कृष्णदासात्मज

**लाड. गोविन्ददासः**

———

# PREFACE.



Considering that a human being ought to devote a certain portion of his time every day in devotion to God, and considering that the Dvijas of India as well as all religious-people in other nations of the world have adopted both the morning and evening hours for this special purpose, under the names of Sandhya Ceremony, Daily Prayers, &c. I have thought it fit to compile this booklet "Krishna Sandhya"

for the use of Vaishnavas (all lovers and Devotees of Sri Krishna.)

This may be taken as introductory to the (Vedic) Sandhya Ceremony performed daily by the Dvijas, who can with great advantage go through this form of Krishna-Worship, in addition to their Nitya Karma.

*Makura Sankranti,*<br>
1900.<br>
Krishna Vilas,<br>
Madras.

L. G.

# अनुक्रमणिका.



# ॥ श्री नित्य नियम ॥

## सवारमां वहेलां उठी मळ-मूत्रनो त्याग तथा शौच करवा विषे.

ब्राह्मे मुहूर्त्ते बुध्येत स्वस्थो रक्षार्थ मायुषः ॥
तत्र दुःखस्य शान्त्यर्थं स्मरेद्धि मधुसूदनम् ॥ १ ॥

અર્થ :—સ્વસ્થ માણસે આયુષ્યના રક્ષણ અર્થે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે જાગવું અને તે સમયે દુઃખની શાન્તિને વાસ્તે શ્રી મહાવિષ્ણુનું સ્મરણ કરવું.

( ભાવપ્રકાશ. )

મનુષ્યને સવારમાં જેટલું જલદી ઉઠાય તેટલું સારૂં છે. વહેલાં ઉઠવાનો અભ્યાસ બરાબર રાખવાથી શરીરની

આરોગ્યતામાં વધારો થાય છે, તથા દિવસના સમયમાં ઘણો અવકાશ મળવાથી પોતાના કામકાજમાં સિદ્ધિને પામી સંપત્તિ તથા શ્રેય મેળવાય છે; તેમજ ઐહિક તથા વૈદિક કર્મોનો સમસ્ત લાભ પ્રાપ્ત થાય છે. આપણા બુદ્ધિમાન્ પૂર્વજોનું સ્મરણ કરવા યોગ્ય વચન વિચારી આચરણ કરો. તેઓ કહી ગયા છે કે,—

(દોહો.)

રાતે વે'લા જે સુઇ,
વે'લા ઊઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે,
સુખમાં રહે શરીર.

આ અતિશય સહેલા પણ અત્યંત

ઉપયોગી દોહરા દ્વારા વહેલા ઉઠવાની ટેવ રાખવાથી શા શા ફાયદા થાય છે તે સત્વર સમજાશે. અંગ્રેજીમાં પણ એને લગતી એક કહેવત છેઃ—

Early to bed and early to rise;
Makes a man healthy wealthy
and wise.

વહેલા સૂવું અને વહેલા ઉઠવું તે માણસને આરોગ્યતા, દ્રવ્ય અને ડહાપણ આપે છે. સવારમાં વહેલા ઉઠવાના સમયમાં પણ ઉત્તમ उषःकाल, મધ્યમ अरुणोदय અને અધમ प्रातःकाल છે. उषःकाल સવારના ચાર વાગે, अरुणोदय પોણાપાંચ વાગે અને प्रातःकाल સવારના

સવાપાંચ વાગે કહેવાય છે. ઉપર પ્રમાણે ત્રણ પ્રકારના સમયમાં જેમ બને તેમ જલદી ઉઠવાની ટેવ દરેક મનુષ્યે રાખવી જોઈએ. ઉઠીને હસ્તનાં દર્શન કરવાં; કારણ કે * —

करात्रे वसतेलक्ष्मीः
करमूले सरस्वती ॥
करमध्येतु गोविन्दः
प्रभाते करदर्शनम् ॥ १ ॥

---

* સવારે જલદીથી ઉઠવાનો જેને અભ્યાસ ન હોય તેનો ઉપાય એ છે કે સાંજે બે ત્રણ માઈલ ચાલવું; અથવા સાંજની વખતે બાઇસીકલ કે ઘોડાપર સ્વારી વગેરે કોઈ પણ પ્રકારની કસરત કરવાથી રાત્રે સારી નિદ્રા આવી સવારમાં જલદી ઉઠાશે.

અર્થ:—હસ્તના અગ્ર ભાગને વિષે લક્ષ્મીનું, હસ્તના મૂળમાં સરસ્વતીનું અને હસ્ત મધ્યે ગોવિંદનું સ્થાન છે; તે માટે પ્રભાતમાં હસ્તનાં દર્શન કરવાં.

ત્યાર પછી નીચે લખેલો શ્લોક બોલી ભગવત્ સ્મરણ કરવું:—

प्रातःस्मरामि भुवनत्रयसुंदराङ्गं ।
वृन्दावनान्तचरमंबुजकोमलाक्षम् ॥
कृष्णं प्रपन्नजन चातक कालमेघं ।
दीनार्तिखण्डनमखण्डविभूतिनाथम् ॥१॥

અર્થ:—ત્રણે લોકને વિષે સુંદર શરીર વાળા, સદા વૃંદાવનમાં વિહાર કરનારા, કમળજેવાં મનોહર નેત્રવાળા, ભક્તજન-

રૂપી ચાતકોને વર્ષાઋતુના મેઘની પેઠે આનંદ આપનારા, રંકજનોની પીડાને હરનારા, અખંડ ઐશ્વર્યના સ્વામી અને ગોલોકના નાથ એવા શ્રીકૃષ્ણ પરમાત્માનું પ્રાતઃકાળમાં સ્મરણ કરૂં છું. ત્યાર પછી મળ-મૂત્રનો ત્યાગ કરવો. સવારમાં ઉઠયા પછી મળમૂત્રનો ત્યાગ કરવા વિષે કહ્યું છે કે,—

आयुष्यमुषसि प्रोक्तं मलादीनां विसर्जनम्

સવારમાં મલ, વાયુ તથા મૂત્ર આદિનું વિસર્જન કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે અને આંતરડામાં થતો ઘુરઘુરાટ, આફરો તથા પેટનું ભારેપણું મટી સુખ ઉપજે છે. મલ-મૂત્રના વેગને બલાત્કારે

અટકાવવા નહિં; કેમકે તેમ કરવાથી શરીરમાં નાના પ્રકારના રોગો જેવા કે-Vericocele (વૃષણવિકાર) Hernia (અંતરગળ) વગેરે રોગોની ઉત્પત્તિ થવાનો સંભવ રહે છે. વળી કામ, ક્રોધ, ભય અને શોક જેવા મનના વેગોને અટકાવવા, પણ મલ-મૂત્ર આદિ શરીરના વેગોને અટકાવવા નહિં. ગુદા આદિ જે મલ-મૂત્ર વગેરેના માર્ગો છે, તેઓને સાફ રાખવાથી કાંતિ તથા બળ વધે છે; પવિત્રતા થાય છે; પરિશ્રમ મટે છે; પુષ્ટિ મળે છે; નેત્રો સારાં રહે છે અને રજોગુણના વેગ મટી જાય છે. માટે મલ-મૂત્રનો ત્યાગ તથા તે પછી શરીરની શુદ્ધતા રાખવી એ અતિ લાભકારક છે.

## दंतधावननो विधि.

ત્યાર પછી દાતણ કરવું અતિ જરૂ-રનું છે.

कंटकीक्षीरवृक्षाणां
द्वादशांगुलसंमितम् ॥
कनिष्ठिकाग्रवत्स्थूलं
पूर्वार्धकृतकूर्चकम् ॥ १ ॥
दंतधावनमुद्दिष्टं
जिव्हा लेखिनिका तथा ॥

( યાજ્ઞવલ્ક્ય )

કાંટાવાળાં તથા જે ઝાડનું દૂધ ઝરતું હોય તેનું બાર આંગળ લાંબું અને ટ-ચલી આંગળીની અણી જેટલું જાડું

દાતણ લઈ, તેના પૂર્વ ભાગનો કૂચો કરી તેવડે દાંત સાફ કરવા તથા ચીરોવડે જીભની ઓળ ઉતારવી.

मधूको मधुरे श्रेष्ठः
करञ्जः कटुके तथा ॥
निम्बः स्यात्तिक्तके श्रेष्ठः
कषाये खदिरस्तथा ॥ १ ॥
समयं तु समालोक्य
दोषं च प्रकृतिं तथा ॥
यथोचितै रसैर्वीयै
र्युक्तं द्रव्यं प्रयोजयेत् ॥ २ ॥
तेनास्य मुखवैरस्य
दन्तजिव्हास्यजा गदाः ॥

शुचिवैशद्यलघुता
न भवन्ति भवन्ति च ॥ ३ ॥
अर्के वीर्यं वटे दीप्तिः
करञ्जे विजयो भवेत् ॥
लक्षे चैवार्थसम्पत्ति
र्वदर्यां मधुराशनम् ॥ ४ ॥
खदिरे मुखसौगन्ध्यं
बिल्वे तु विपुलं धनम् ॥
उदुम्बरे तु वाक्सिद्धि
राम्रे त्वारोग्यमेव च ॥ ५ ॥
कदम्बे तु धृतिर्मेधा
चम्पके दृढवाग्धृतिः ॥

शिरीषे कीर्तिसौभाग्य
मायुरारोग्यमेवच्च ॥ ६ ॥
अपामार्गे धृतिर्मेधा
प्रज्ञाशक्तिस्तथाशने ॥
दाडिम्यां सुन्दराकारः
ककुभे कुटजे तथा ॥ ७ ॥
जातीतगरमन्दारै
र्दुःस्वप्नं च विनश्यति ॥

( ભાવપ્રકાશ. )

અર્થઃ—મધુરમાં મહુડો, તીખામાં કરંજ, કડવામાં લીંબડો અને તૂરામાં ખેર શ્રેષ્ઠ છે. સમય દોષ અને પ્રકૃતિનો વિચાર કરીને, યોગ્ય રસ અને યોગ્ય શક્તિવાળા ઝાડનાં લાકડાનું દાતણ કરવું;

અને દાંત સાફ કરવાનો ભૂકો પણ યોગ્ય જણાય તે લેવો. આવી રીતે દાતણ કરવાથી મોહોડું બગડી ગયું હોય તે સુધરે છે; દાંત, જીભ તથા મુખમાં રોગ થતા નથી અને રૂચિ, સ્વચ્છતા તથા શરીરમાં સ્ફૂર્તિ પ્રાપ્ત થાય છે. આકડાનું દાતણ કરવાથી શક્તિ; વડનું કરવાથી દીપ્તિ; કરંજનું કરવાથી જય; પીપલનું કરવાથી ધન-સંપત્તિ; બોરડીનું કરવાથી મીઠું જમણ; ખેરનું કરવાથી મુખમાં સુગંધ; બિલ્લીનું કરવાથી બહુ ધન; ઉંબરાનું કરવાથી વચનસિદ્ધિ; આંબાનું કરવાથી આરોગ્ય; કદંબનું કરવાથી ધીરજ તથા સ્મરણશક્તિ; ચંપકનું કરવાથી વાણી

તથા કાનની દૃઢતા; સડસડીઆનું કર-
વાથી કીર્તિ, ભાગ્યશાળી સ્થિતિ, આયુ-
ષ્યની વૃદ્ધિ તથા આરોગ્ય; અઘેડાનું
કરવાથી ધીરજ તથા ધારણાશકિત; બી-
બલાંનું કરવાથી બુદ્ધિ બળ અને દાડિ-
મનું, આસુંદ્રાનું તથા ઇંદ્રજવના ઝાડનું
દાતણ કરવાથી સારૂં રૂપ મળે છે. વળી
જામસાઈ તગર અને હરસિંગારનું દા-
તણ કરનારને અશુભ સ્વપ્ન આવતું નથી.

ઉપર લખેલી કોઇ પણ વનસ્પતિનું
દાતણ લઈ, તેના કૂચાવતી દાંત સારી
રીતે સાફ કરી, પછી તે દાતણની અથવા
બીજી વાંસ વગેરેની ચીરવતે જીભ પરથી

ઓળ ઉતારવી. ઓળ ઉતારવાથી જીભનો મેલ, નિરસતા, દુર્ગંધ અને જડતા (શરીર બેહેર મારી જાય છે તે) મટે છે. સ્વચ્છ પાણીવડે સારીપેઠે કોગળા કરવાથી કફનો નાશ થઈ તરસ અને મેલ મટે છે; તથા મોહોડાના અંદરનો ભાગ સાફ થાય છે અને મોહોડું હલકું થાય છે. વળી વનસ્પતિના દાતણવડે દાંત ઘસવાથી તે વનસ્પતિના અનેક ગુણો થકી વાત, પિત્ત અને શ્લેષ્માદિથી ઉપજતા રોગની શાંતિ થાય છે, અને સારીપેઠે જીભ ઉપરથી ઓળ ઉતારી આંગળાઓથી શુદ્ધ કર્યા થકી Liver એટલે જીગર સતેજ થઈ પિત્તનું શમન થાય છે; તેમજ Gums

(અવાળાં) તથા Jaws (જડબાં) મજબૂત થાય છે અને દાંત ઘણા લાંબા વખત સુધી મજબૂત રહી પડી જતા નથી. માટે પ્રતિદિન સારીપેઠે પુષ્કળ પાણી લઈ દાતણ કરવું.

## स्नान करवानो विधि.

શરીરની શુદ્ધિને માટે સ્નાન કરવું અતિ આવશ્યક છે. સારીપેઠે શરીરને ચોળી સ્નાન કરવાથીજ આરોગ્યતા રહે છે. શરીરને સુખાકારીમાં રાખવા માટે સ્નાન અતિ ઉપયોગી છે.

दीपनं वृष्यमायुष्यं
स्नानमोजोबलप्रदम् ॥

कण्डूमलश्रमस्वेद
तन्द्रातृड्दाहपापनुत् ॥ १ ॥
स्राह्यैश्चसेकैः शीताढ्यै
रूष्मान्तर्याति पीडितः ॥
नरस्य स्नातमात्रस्य
दीप्यते तेन पावकः ॥ २ ॥

( ભાવપ્રકાશ. )

નાહાવાથી અગ્નિ દીપ્ત થાય છે; શકિત વધે છે; આયુષ્ય વધે છે; ઉત્સાહ તથા બળની પ્રાપ્તિ થાય છે; ચળ મટે છે અને પરિશ્રમ, પસીનો, આલસ્ય, તરસ, બળતરા તથા પાપ દૂર થાય છે. શરીરપર બહારના ટાઢા પદાર્થો રેડવાથી

ગરમી દબાઈને અંદર જતી રહે છે તેથી નાહાતાં વેંતજ માણસનો અગ્નિ પ્રદીપ્ત થાય છે.

મહાન્ યોગી યાજ્ઞવલ્કય કહે છે કે,–

स्नानमूलाः क्रियाःसर्वाः ।
श्रुतिस्मृत्युदिता नृणाम् ॥
तस्मात् स्नानं निषेवेत ।
श्रीपुण्यारोग्यवर्धनम् ॥ १ ॥

શ્રુતિ અને સ્મૃતિ એટલે વેદ તથા ધર્મશાસ્ત્રોમાં કહેલી સમસ્ત વૈદિક ક્રિયાઓનું મૂળ સ્નાન છે; અર્થાત્ સ્નાન કર્યા પછીજ પ્રત્યેક વૈદિક ક્રિયા કરવાનો અધિકાર છે. વળી સ્નાન કરવાથી લક્ષ્મી,

પુણ્ય અને આરોગ્યતા વધે છે. માટે પ્રત્યેક મનુષ્યોએ સ્નાન કરવું જોઇએ.

સત્યવ્રત કહે છે :—

गुणा दशस्नानपरस्य पुंसो ।
रूपं च तेजश्च बलं च शौचम् ॥
आयुष्यमारोग्यमलोलुपत्वं ।
दुःस्वप्ननाशश्च धृतिश्च मेधा ॥ १ ॥

હમેશાં સારીપેઠે સ્નાન કરનાર મનુષ્ય દશ ગુણો સંપાદન કરી શકે છે;—રૂપ, તેજ, શક્તિ, પવિત્રતા, આયુષ્ય, આરોગ્ય, નિસ્પૃહપણું, નઠારા સ્વપ્નાનો નાશ, ધૈર્ય અને બુદ્ધિની પ્રાપ્તિ.

દરરોજ પ્રાતઃકાળમાં પુષ્કળ પાણીથી સારીપેઠે શરીરને ધોઈ, શિખાપર્યંત સ્નાન કરવું. ઠંડાપાણીમાં સ્નાન કરવાથકી ઘણા રોગોનો નાશ થાય છે; તથા તે એક તરેહની શરીરને પુષ્ટિ (Tonic) આપે છે. લાંબો વખત ઠંડા પાણીમાં સ્નાન કરવાથી Nerves (મજ્જાતંતુ) ને બળ મળે છે અને ઉષ્ણુતા તથા પિત્તનો નાશ થઇ શરીરને આરોગ્યતા આપે છે. ઠંડા પાણીનું સ્નાન Hysteria (અપસ્માર)અને Hypochondria (પિતોન્માદ) પર સારી અસર કરે છે. વળી ઠંડા પાણીમાં ખનિજ પદાર્થ (Mineral) નો સંબંધ હોવાથી પણ ગુણકારી છે.

સ્નાન કરવાના સમયે જમણા હાથની હથેળીમાં થોડું જળ લઈ નીચે લખ્યા પ્રમાણે સંકલ્પ કરવો :—

## संकल्प.

ममोपात्तदुरितक्षयद्वारा सकलकर्मानुष्ठानयोग्यतासिध्यर्थं श्रीकृष्णपरमात्माप्रीत्यर्थंच (प्रातः*) स्नानमहं करिष्ये.

પછી શ્રી ભગવત્ સ્મરણ પૂર્વક, ગંગા-યમુનાદિ સમસ્ત તીર્થોનું ધ્યાન કરી, પોતે સ્નાન કરવાના જલમાં આવાહન કરવું; અર્થાત્ નીચે લખેલા બે શ્લોક બોલવા :—

---

* આ સ્થળે પ્રાતઃકાળે સ્નાન કરતી વખતે प्रातः, મધ્યાહ્ન સમયે मध्याह्न અને સાયંકાળે सायं એમ કહેવું.

पुष्कराद्यानि तीर्थानि ।
गंगाद्यास्सरितस्तथा ॥
आगच्छंतु पवित्राणि ।
स्नानकाले सदा मम ॥ २ ॥

એ પ્રમાણે બોલી સ્નાન કરવું. સ્નાન કરવું એટલે માત્ર શરીરપર બે ત્રણ લોટા પાણી રેડી લેવું તેમ નહિં, પણ સારીપેઠે શરીરને ચોળીને પુષ્કળ પાણીથી નહાવું; કે જેથી શરીરપરનો મેલ નીકળી જાય અને ચામડી સ્વચ્છ થાય. આ પ્રમાણે સ્નાન કરવાથી શરીર અતિ નિરોગી રહે છે. શીતળ જળ અનુકૂળ આવે તો તે અથવા ઉષ્ણોદક અનુકૂળ

આવે તો તેથી નહાવું. પછી શરીરને સા રીપેઠે લૂછી નાંખવું. કારણ સ્નાન કર્યા પછી શરીરને બરાબર લૂછવામાં ન આવે તો તેથી શરીરમાં પાણી રહી જાય છે ને મેલ જામે છે. માટે સ્વચ્છ ટુવાલ અથવા લૂગડાવતી શરીરને સારીપેઠે લૂછવું. ત્યાર પછી સ્વચ્છ ધોએલું વસ્ત્ર અથવા રેશમી પિતાંબર કે સ્વચ્છ કંતાનનું અબોટિયું પહેરવું તથા સાથે એક ઉપ- વસ્ત્ર (ખભે સાહો રૂમાલ કે એવું લૂગડું) પણ રાખવું.

## तिलक करवानो विधि.

ત્યાર પછી પવિત્ર સ્થાન ઉપર દર્ભા- સન, બનાત, મખમલ કે ઊનની ધાબ-

બીનુ' આસન પાથરી તે ઉપર અથવા સારા પાટલા ઉપર વસ્ત્ર પાથરી બેસવુ'. પછી ચરણામૃત લઈ કેસર, કંકુ, ચંદન અથવા ગોપીચંદન, એમાંથી ગમે તે લઇ તિલક કરવુ'. તિલક વિષે સ્કાંદ પુરાણમાં લખ્યુ' છે કે,—

ब्रह्मन् द्वादश पुंड्राणि ।
वैष्णवः सततं धरेत् ॥
मूर्ध्नि मूलेन मंत्रेण ।
शेषं द्वादशनामभिः ॥ १ ॥

હે બ્રહ્મન્! વૈષ્ણવે નિરંતર કેશવાદિ દ્વાદશ (બાર) નામના ઉચ્ચારણવડે બાર

અંગોમાં બાર તિલકો કરવાં; અને લલાટમાં મૂલ મંત્રથી એટલે ૐ नमो भगवते वासुदेवाय એમ બોલી તિલક કરવું.

પંચરાત્રમાં શ્રી ભગવાન કહે છે કે,-

एकान्तिनो महाभागाः ।
मत्स्वरूपविदोऽमलाः ॥
सान्तरालान्प्रकुर्वीरन् ।
पुंड्रान्मम पदाकृतीन् ॥ १ ॥

મારા સ્વરૂપને જાણનારા, મોટા મહિમાવાન્ પરમ ભક્તોએ અને પવિત્ર મનુષ્યોએ, મારા પાદની (એટલે શ્રીભગવા-

નના ચરણ કમલની) આકૃતિ જેવાં અને વચમાં અંતરાળવાળાં પુંડ્ર (તિલકો) કરવાં.

શ્રી વૈષ્ણવ સંપ્રદાય પ્રમાણે તિલક કરવાના આકાર વિષે ગોસ્વામિ શ્રીવલ્લભાચાર્યજીએ તત્વદીપનિબંધમાં કહ્યું છે કે,—

दंडाकारं ललाटे स्यात् ।
पद्माकारं तु वक्षसि ॥
वेणुपत्रनिभं बाह्वो-।
रन्यद्दीपाकृतिस्मृतम् ॥ १ ॥

લલાટમાં દંડની આકૃતિ જેવું, હૃદયમાં (બીડેલા) કમળજેવું, ભુજાઓ ઉપર

વાંસના પત્રને આકારે અને બીજે ઠેકાણે દીપની આકૃતિ જેવાં તિલકો કરવાં.

તિલક કરતી વખતે ભગવત્ ઉચ્ચાર કરવાનાં નામોનું પ્રમાણ પદ્મપુરાણમાં લખ્યું છે કે,—

ललाटे केशवं विन्द्यात् ।
नारायणमथोदरे ॥
माधवं हृदि विन्यस्य ।
गोविंदं कंठकूपके ॥ १ ॥
उदरे दक्षिणे पार्श्वे ।
विष्णुं विन्द्यात्द्विजस्तथा ॥

तत्पार्श्वे बाहुमध्ये तु ।
स्मरेत्तु मधुसूदनम् ॥ २ ॥
त्रिविक्रमं कर्णदेशे ।
वामकुक्षौ तु वामनम् ॥
श्रीधरं च हृषीकेशं ।
वामयोर्बाहुकर्णयोः ॥ ३ ॥
पद्मनाभं पृष्ठदेशे ।
स्कन्धे दामोदरं स्मरेत् ॥
द्वादशै तानि नामानि ।
वासुदेवं तु मूर्धनि ॥ ४ ॥

## तिलक कोष्टक.

| | ભગવત્ નામોચ્ચારણ. | તિલક કરવાનાં સ્થાન. |
|---|---|---|
| १ | केशवाय नमः | લલાટમાં. |
| २ | नारायणाय नमः | ઉદર અથવા પેટ ઉપર. |
| ३ | माधवाय नमः | હૃદય અથવા છાતી ઉપર. |
| ४ | गोविंदाय नमः | કંઠમાં. |
| ५ | विष्णवे नमः | જમણી કેડ ઉપર. |
| ६ | मधुसूदनाय नमः | જમણી ભુજા પર. |
| ७ | त्रिविक्रमाय नमः | જમણા કાનના મૂળમાં. |
| ८ | वामनाय नमः | ડાબી કેડ ઉપર. |
| ९ | श्रीधराय नमः | ડાબી ભુજા ઉપર. |
| १० | हृषीकेशाय नमः | ડાબા કાનના મૂળમાં. |
| ११ | पद्मनाभाय नमः | પૃષ્ઠદેશ એટલે વાંસાઉપર |
| १२ | दामोदराय नमः | કાંધ ઉપર. |

આ પ્રમાણે તિલકો કરીને પછી હાથમાં રહેલા કુંકુમાદિને ધોઈ, તે જળ ૐ नमो भगवते वासुदेवाय એ મંત્ર કહી મસ્તક ઉપર ચઢાવવું.

## मुद्रा (छापा) करवानो विधि.

તિલક કર્યા પછી શ્રી ગોપીચંદનથી શરીરપર મુદ્રા ધારણ કરવી; ભગવદ્-સેવા કરનારા વૈષ્ણવોને મુદ્રા કરવી અતિ જરૂરની છે. તેનો ક્રમ નીચે પ્રમાણે :—

उच्चैश्चत्वारि चक्राणि ।
बाहुमूले तु दक्षिणे ॥

नाममुद्राद्वयं नीचैः ।
शंखमेकं तयोरधः ॥ १ ॥
मध्ये ततः पार्श्वयोस्तु ।
द्वे द्वे पद्मे च धारयेत् ॥
वामेऽपि चतुरः शंखान् ।
नाममुद्रां च पूर्ववत् ॥ २ ॥
चक्रमेकं गदे द्वे द्वे ।
पार्श्वयोरिति भेदतः ॥
त्रीणि त्रीणि च चक्राणि ।
मध्ये शंखावुभावुभौ ॥ ३ ॥

हृत्पार्श्वयोः स्तनादूर्ध्वं ।
गदा पद्मानि पूर्ववत् ॥
ललाटे च गदामेकां ।
नाममुद्रां तथा हृदि ॥ ४ ॥
त्रीणि त्रीणि च चक्राणि ।
कर्णमूले तयोरधः ॥
एकमेकं तदन्येषु ।
तिलकेषु च धारयेत् ॥ ५ ॥
संप्रदाय प्रयुक्तं च ।
मुद्रा शिष्टानुसारतः ॥
यथारुचि तथा धार्या ।
न चात्र नियमो मतः ॥ ६ ॥

| સ્થળ. | નામ. |
|---|---|
| ૧ ખભાથી નીચલા ભાગમાં (જમણા બાહુના.) | ચક્ર. ૪ |
| ૨ તેની નીચે. | નામમુદ્રા. ૧ |
| ૩ તેની નીચે. | શંખ. ૧ |
| ૪ તેની નીચે. | નામમુદ્રા. ૧ |
| ૫ તેની આજુબાજુમાં બન્ને મળીને. | પદ્મ. ૪ |
| ૬ જમણા સ્તન ઉપર વચમાં માર્ગ રાખી ઉપરા ઉપરી. | ચક્ર. ૩ |
| ૭ તેની વચ્ચે. | શંખ. ૨ |
| ૮ તેની આજુબાજુમાં. | પદ્મ. ૪ |
| ૯ હ્રદયમાં. | નામમુદ્રા. ૧ |
| ૧૦ હ્રદયની ચારે બાજુએ. | નામમુદ્રા ૪ |
| ૧૧ લલાટમાં ભૃકુટિ પાસે તિલકની વચ્ચે. | ગદા અથવા પદ્મ. ૧ |
| ૧૨ તેની ઉપર માથાના વાળ સુધી. | નામમુદ્રા. ૪ |
| ૧૩ ડાબા બાહુના મૂળમાં અર્થાત્ ખભાથી જરા નીચે. | શંખ. ૪ |

| | |
|---|---|
| ૧૪ તેની નીચે. | નામમુદ્રા. ૧ |
| ૧૫ તેની નીચે. | ચક્ર. ૧ |
| ૧૬ તેની નીચે. | નામમુદ્રા. ૧ |
| ૧૭ તેની બંને બાજુએ બબ્બે મળીને. | ગદા. ૪. |
| ૧૮ ડાબા સ્તન ઉપર વચમાં માર્ગ રાખી ઉપરા ઉપરી. | ચક્રો. ૩ |
| ૧૯ વચમાં રાખેલા માર્ગમાં. | શંખ. ૨ |
| ૨૦ તેની બંને બાજુએ બબ્બે મળીને. | ગદા. ૪ |
| ૨૧ જમણા સ્તનની નીચેથી કંઠ સુધી વચમાં માર્ગ રાખીને. | ચક્રો. ૩ |
| ૨૨ કંઠના તિલકની વચ્ચે. | ચક્રઅથવા શંખ૧ |
| ૨૩ નાભિ ઉપર. | ચક્ર. ૧ |
| ૨૪ જમણી તથા ડાબી બંને કેડો ઉપર. એકેક મળી. | ચક્ર. ૨ |
| ૨૫ પીઠ ઉપર તથા કાંધ ઉપર. એકેક મળી. | ચક્ર. ૨. |

ભગવત્ સેવા કરનારા વૈષ્ણવોને મુદ્રા કરવી અતિ જરૂરની છે.

# શ્રીકૃષ્ણસંધ્યા અથવા
# શ્રીકૃષ્ણોપાસના.



## પ્રાતઃ કૃષ્ણોપાસન પ્રયોગ.

### ૧ પ્રોક્ષણ.

નીચેનો શ્લોક બોલી પ્રોક્ષણ કરવું એટલે થોડું પાણી માથે છાંટવું :—

अपवित्रः पवित्रो वा ।
सर्वावस्थां गतोऽपि वा ॥
यः स्मरेत् पुण्डरीकाक्षं ।
स बाह्याभ्यन्तरःशुचिः ॥ १ ॥

## ૨ આચમન.

નીચે લખ્યા પ્રમાણે ત્રણ વાર બોલી ત્રણ આચમન કરવાં :—

*केशवाय नमः ॥ * नारायणाय नमः ॥ *माधवाय नमः ॥

## ૩ શિખાબંધન.

નીચે લખેલો મંત્ર બોલી ચોટલી બાંધવી :—

श्री गोविंदाय विद्महे वासुदेवाय धीमहि तन्नः कृष्णःप्रचोदयात् ॥

---

* આવાં ચિન્હો જે જે સ્થળે જણાય તે તે સ્થળે ઉપનયનાદિ સંસ્કાર પામેલા વૈષ્ણવોએ ૐ શબ્દ જોડી દેવો.

## ૪ નામસ્મરણ.

નીચે લખેલાં નામો બોલી ભગવત્-સ્મરણ કરવું :—

गोविंदाय: नमः ॥

विष्णवे नमः ॥ मधुसूदनाय नम : ॥

त्रिविक्रमाय नमः ॥ वामनाय नमः ॥

श्रीधराय नमः ॥ हृषीकेशाय नमः ॥

पद्मनाभायं नमः ॥ दामोदराय नमः ॥

संकर्षणाय नमः ॥ वासुदेवाय नमः ॥

प्रद्युम्नाय नमः ॥ अनिरुद्धाय नमः ॥

पुरुषोत्तमाय नमः ॥ अधोक्षजाय नमः ॥

नारसिंहाय नमः ॥ अच्युताय नमः ॥

जनार्दनाय नमः ॥ उपेन्द्राय नमः ॥

हरये नमः ॥ श्रीकृष्णाय नमः ॥

## ८ आसन मंत्र.

નીચે લખ્યા પ્રમાણે શ્લોક બોલી પાટલા વિગેરે ગમે તે પોતાના આસનને સહજ અંગુઠાથી સ્પર્શ કરવો :—

भूतप्रेतपिशाचादि ।
विघ्नकर्तृनिवारणम् ॥
भवत्विति समुच्चार्य ।
आसनं परिकल्पयेत् ॥ १ ॥

## ૬ प्राणाय म.

નીચે લખેલા ગાયત્રી મંત્રવડે દશ, અથવા ત્રણ પ્રાણાયામ † કરવાઃ—

* हरिः * कृष्णः * रामः * विष्णुः * नन्दः * प्राणः * ध्रुवः

---

† જમણા હાથનો અંગુઠો તથા છેલ્લી બે આંગળીઓવડે નાક પકડી, એક તરફનું છિદ્ર દાબી, ઉપર જણાવેલો મંત્ર મનમાં બોલતાં (પૂરક) કરી એટલે ધીમે ધીમે શ્વાસ ચઢાવી ફરીવાર તેજ મંત્ર મનમાં બોલતાં (કુંભક) એટલે બને છિદ્રો દાબી, શ્વાસને રોકી રાખી પછી, (રેચક) કરવો; એટલે પ્રથમ દાબેલા છિદ્રપરથી આંગળી ઉઠાવી લઈ, બીજું છિદ્ર દાબી, ઉપરનો મંત્ર મનમાં બોલતાં ધીરે ધીરે શ્વાસ ઉતારવો. આ પ્રમાણે ત્રણવાર, સાતવાર અથવા દશવાર પ્રાણાયામ કરવા.

* श्री गोविन्दाय विद्महे। वासुदेवाय धीमहि।
तन्नः कृष्णः प्रचोदयात् ॥
* यो हवै गोपीजनवल्लभः स परमात्मा ॥

## ७ संकल्प.

નીચે પ્રમાણે બોલી સંકલ્પ કરવો એટલે હાથમાં થોડું પાણી રાખી તેને નીચે છોડી દેવું:—

ममोपात्त समस्त दुरित क्षयद्वारा श्रीकृष्ण प्रीत्यर्थं प्रातः * कृष्णोपासनमहं करिष्ये

---

* આ સ્થળે પ્રાતઃકાળે સંધ્યા કરતી વખતે प्रातः, મધ્યાન્હ સમયે मध्याह्न ને સાયંકાળે सायं એમ કહેવું.

## ૮ માર્જન.

નીચે લખેલો શ્લોક બોલી માર્જન કરવું એટલે માથાપર પાણી છાંટવું:—

सर्वतीर्थात्मिकाह्यापः ।
पावन्यः पापनाशकाः ॥
अभिसंमार्जनंकुर्वे ।
त्रिरावृत्त्या पुनः पुनः ॥ १ ॥
भूम्यादिसर्वलोकस्य ।
द्रष्टा साक्षात् हरिः स्मृतः ॥
अभिसंमार्जने कुर्वे ।
तदुद्भूताभिरात्मनः ॥ २ ॥

## ૯. અંબુપ્રાશન.

હાથમાં થોડું જળ લઈ નીચેનો શ્લોક બોલી તે જળ પીવું :—

मन्युसंभृतपापेभ्यः ।
कृष्णरूप दिवाकरः ॥
रक्षतां रात्रिजं पापं ।
रात्रिस्तद्वलुंपतु ॥ १ ॥
यत्किञ्चद्दुरितंचास्ति ।
हृयेऽहं कृष्णतेजसि ॥

## ૧૦ અઘમર્ષણ.

ડાબા હાથમાં થોડું જળ લઈ, નીચે લખેલો મંત્ર બોલી તે જળ સુંઘીને ડાબી તરફ ફેંકી દેવું :—

पवित्रेणेव पूताज्यं ।
स्विन्नः स्नातो मलादिव ॥
कृष्णाज्ञया तु कालिन्दी ।
जलं शुन्धतु मैनसः ॥ १ ॥

## ૧૧ અર્ધ્ય પ્રદાન.

હવે શ્રી પુરુષોત્તમ સ્વરૂપી શ્રીકૃષ્ણ પરમાત્માને નીચે લખેલા ગાયત્રીના મંત્રવડે ત્રણ અર્ધ્ય આપવાઃ—

* श्री गोविन्दाय विद्महे । वासुदेवाय धीमहि । तन्नः कृष्णः प्रचोदयात् ॥

## ૧૨ ભગવત્ પ્રદક્ષિણા.

નીચેના મંત્રથી પોતાની ચારે તરફ પ્રદક્ષિણાની પેઠે પાણી છાંટવુંઃ—

अयं कृष्णः परब्रह्म ।

## १३ उपस्थान (ભગવદ્ ધ્યાન.)

પરબ્રહ્મસ્વરૂપી રવિમંડળમાં વસતા સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ અને અનંત-કોટિ બ્રહ્માંડના નાયક, કરોડો સૂર્યનું તેજ ધરાવનારા અને જે ગોપ-ગોપીઓથી ઘેરાઈ રહેલા છે, એવા શ્રીકૃષ્ણ પરમાત્માનું ઉભા રહી, હાથ જોડી ધ્યાન કરીને શ્રી સૂર્યનારાયણને નમસ્કાર કરતાં નીચે પ્રમાણે બોલવું:—

ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती ।
नारायणः सरसिजासनसन्निविष्टः ॥
केयूरवान् मकरकुण्डलवान् किरीटी ।
हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥ १ ॥

सशंखचक्रं रविमण्डले स्थितं ।
कुशेशयाक्रान्तमनन्तमच्युतम् ॥
भजामि बुध्यातपनीयमूर्तिम् ।
सुरोत्तमं चित्रविभूषणोज्वलम् ॥ २ ॥
शंखचक्रगदापाणे द्वारकानिलयाच्युत ॥
गोविन्द पुण्डरीकाक्ष रक्ष मां शरणा-
गतम् ॥ ३ ॥

( इति रविमण्डलस्थायगोपगोपीपरिवृता-
यश्रीकृष्णायनमस्कारानृकृत्वा )

## १४ आचमन.

ફરીવાર નીચે લખેલાં નામો બોલી
ત્રણ આચમન કરવાં :—

* केशवाय नमः * नारायणाय नमः
* माधवाय नमः

## ૧૯ પ્રાણાયામ.

નીચે લખેલા ગાયત્રી મંત્રવડે આગળ બતાવ્યા પ્રમાણે દશ, સાત, અથવા ત્રણ પ્રાણાયામ કરવા :—

* हरिः * कृष्णः * रामः * विष्णुः * नन्दः * प्राणः * ध्रुवः

* श्री गोविन्दाय विद्महे वासुदेवाय धीमहि तन्नः कृष्णः प्रचोदयात् ॥

* योहवै गोपीजनवल्लभः स परमात्मा ॥

## ૧૬ જપબિધિ.

નીચે પ્રમાણે મંત્ર બોલી ફરીથી કરન્યાસ, અંગન્યાસ તથા પ્રાણાયામ કરી જપ કરવો :—

* अस्य श्रीकृष्ण गायत्री महामंत्रस्य-नारद् ऋषिः गायत्री छंदः श्रीकृष्णः परमात्मा देवता क्लींबीजं विद्महे इति शक्तिः प्रचोदयात् इति कीलकं श्रीकृष्णपरमात्मप्रीत्यर्थे जपे विनियोगः ॥

## १७ कर न्यास.

હવે નીચે લખ્યા પ્રમાણે કરન્યાસ કરવા. કરન્યાસ એટલે બન્ને હાથને મુઠી વાળ્યા જેવા રાખી, નીચે લખેલો પ્રત્યેક મંત્ર બોલતાં જવો અને પ્રથમ અંગુઠો, પછી અંગુઠા પાસેની આંગળી, ત્યાર પછી વચલી આંગળી, પછી ચોથી અને છેવટે છેલ્લી આંગળીને છોડતા જવું અને

( करतलकरपृष्ठाभ्यांनमः ) બોલતી વખતે હથેળીઓનાં તળીઆં તથા પૃષ્ટ ભાગ ઉપર હથેળી ફેરવવી.

श्री गोविन्दाय अंगुष्ठाभ्यां नमः ॥

विद्महे तर्जनीभ्यां नमः ॥

वासुदेवाय मध्यमाभ्यां नमः ॥

धीमही अनामिकाभ्यां नमः ॥

तन्नःकृष्णः कनिष्टिकाभ्यां नमः ॥

प्रचोदयात् करतलकरपृष्ठाभ्यां नमः ॥

## १८ अंगन्यास.

હવે અંગન્યાસ એટલે નીચે લખ્યા પ્રમાણે પહેલે મંત્રે છાતી ઉપર, બીજે મંત્રે મસ્તક ઉપર, ત્રીજે મંત્રે ચોટ-

લીએ, ચોથે મંત્રે બન્ને ભુજાઓપર, અરસ્પરસ બદલાવી એટલે જમણો હાથ ડાબી ભુજાપર અને ડાબો હાથ જમણી ભુજાપર એકી વખતે લગાડવો. પાંચમો મંત્ર કહી આંખોને જમણો હાથ લગાડી છઠ્ઠે મંત્રે તાળી પાડી, જમણો હાથ માથાપર ચુંટડીઓ વગાડતાં ફેરવવો :-

श्री गोविन्दाय हृदयायनमः ॥
विद्महे शिरसेस्वाहा ॥
वासुदेवाय शिखायै वषट् ॥
धीमहि कवचायहुम् ॥
तन्नः कृष्णः नेत्रत्रयायवौषट् ॥
प्रचोदयात् अस्त्रायफट् ॥
भूर्भुवः स्वरोम् ॥ इति दिग्बंधः ॥

## ૧૯ કૃષ્ણધ્યાન.

નીચે લખેલો શ્લોક બોલી શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન તથા આવાહન કરવું:-

हृदंभोजेकृष्णः सजल-
जलदश्यामलतनुः ॥
सरोजाक्षः स्रग्वी मुकुट-
कटकाद्याभरणवान् ॥
शरद्राकानाथप्रतिम-
वदनः श्रीमुरलिकाम् ॥
वहन्ध्येयो गोपिगण-
परिवृतः कुंकुमचितः ॥ १ ॥

(જલથી પૂર્ણ થયેલા મેઘ જેવા શ્યામ વર્ણવાળા, કમળ જેવાં જેમનાં નેત્ર છે

એવા, પારિજાતાદિ અનેક સુવાસિક પુષ્પના હારથી સુશોભિત, કિરીટ કટ-કાદિ આભરણોથી શોભાયમાન્, શરદ ઋતુના ચંદ્ર જેવા શાન્ત અને આલ્હા-દક મુખવાળા, મોક્ષ-લક્ષ્મીપ્રદ મુરલીને જેમણે શ્રીહસ્તમાં ધારણ કરી છે એવા, શ્રુતિરૂપી ગોપીઓથી પરિવિષ્ટ એટલે ઘેરાઈ રહેલા તથા કેસરાદિ પરિમલ મિશ્રિત ચંદનના લેપ કરેલા છે એવા શ્રીકૃષ્ણ પરમાત્માને (મ્હારા) ત્રિકૂટ-સ્થાનરૂપી હૃદયકમળમાં બિરાજમાન્ કરી ધ્યાન કરૂં છું.)

## ૨૦ શ્રીકૃષ્ણ ગાયત્રીજપ.

નીચે લખેલા શ્રીકૃષ્ણ ગાયત્રીના મંત્રવડે પોત પોતાની શક્તિ પ્રમાણે જપ કરવો :—

*श्री गोविन्दाय विद्महे । वासुदेवाय धीमहि । तन्नः कृष्णः प्रचोदयात्* ॥१॥

---

* થોડા વૈષ્ણવો गोविन्दाय विद्महे ૭ गोपी वल्लभाय धीमही ૯ तन्नःकृष्णः प्रचोदयात् ૮ આમ કહી જપ કરે છે; પણ આ ગાયત્રી ત્રિપદા નથી. કારણ ત્રિપદા ગાયત્રીના દરેક ચરણના આઠ આઠ અક્ષરો હોય છે.

## ૨૧ जपार्पण.

ઉપરના મંત્રથી યથાશક્તિ ગાયત્રી-જપ કરીને પછી:—

अनेन मया यथाशक्ति कृतेन श्रीकृष्ण गायत्री जपेन परब्रह्म स्वरूपी श्रीगोपीजन वल्लभः प्रीयतां न मम એમ કહી થોડું પાણી નીચે મૂકવું.

## ૨૨ दिग्देवता नमस्कार.

( દિશાના દેવતાઓને નમસ્કાર. )

નીચે પ્રમાણે ચાર દિશાઓ તથા આકાશ અને પાતાળના દેવતાઓને તથા માતા, પિતા ગુરુ, આચાર્ય, ઋષિઓ અને બ્રાહ્મણોને નમસ્કાર કરવા:—

पूर्वे वसन्ति ये देवा-
स्तद् देवेभ्यो नमोनमः ॥
याम्ये वसन्ति ये देवा-
स्तद् देवेभ्यो नमोनमः ॥
प्रतीच्यां सन्ति ये देवा-
स्तद् देवेभ्यो नमोनमः ॥
सौम्यां वसन्ति ये देवा-
स्तद् देवेभ्यो नमोनमः ॥
उर्ध्वे वसन्ति ये देवा-
स्तद् देवेभ्यो नमोनमः ॥
अधो वसन्ति ये देवा-
स्तद् देवेभ्यो नमोनमः ॥

मातृभ्यो नमः ॥ पितृभ्यो नमः ॥

गुरुभ्यो नमः ॥ आचार्येभ्यो नमः ॥

सर्वेभ्य ऋषिभ्यो नमः ॥

सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः ॥

## २३ समर्पण.

પછી નીચે પ્રમાણે બોલી સમર્પણ કરવું :—

प्रीणयेदनया स्तुत्या ।
जगन्नाथो जगन्मयः ॥
धर्मार्थकाममोक्षाणा- ।
माप्तये पुरुषोत्तमः ॥ १ ॥

## ૨૪ અભિવંદન.

ત્યારપછી નીચે લખ્યા પ્રમાણે પોતાનું પ્રવર, ગોત્ર, સૂત્ર, શાખા અને નામ લઈને નમસ્કાર કરવો:—

અમુક प्रवरान्वित અમુક गोत्र, અમુક सूत्र, અમુક शाखाध्यायी, અમુક नाम

( *शर्मा, वर्मा, गुप्त કે दास )

अहंभो चतुर्दश भुवनात्मक श्रीकृष्णपरमात्मन् त्वामभिवादयामि ॥

---

* બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યાદિએ પોત પોતાની સંજ્ઞા પ્રમાણે કહેવું.

## ૨૯ આચમન.

ફરીવાર નીચે લખેલાં નામો બોલી, ત્રણ આચમન કરવાં:—

* केशवाय नमः॥ * नारायणाय नमः॥ * माधवाय नमः॥

यस्य स्मृत्या च नामोक्त्या।
तपायज्ञक्रियादिः॥
न्यूनं संपूर्णतां याति।
सद्यो वन्दे तमच्युतः॥ १॥



## વહેંચવાનાં પુસ્તકો.

---

**આર્યાચરિત્રાવલી**—આ વાર્તારૂપ રસિક પુસ્તકમાં સંયુક્તા, કાન્તા ચંદા, પદ્મા, સુંદરબા સરદારબા. લાલબા, કૂર્મદેવી, કૃષ્ણાકુમારી, વીરમતી, રૂપમતી, મૃગનયની, જોધબાઈ, બૈજાબાઇ, મીરાંબાઇ, તારાબાઇ, ઝાંસીની રાણી, ગુન્નોરની રાણી—વગેરે ૪૯ શૂરી સતીઓનાં અદ્‌ભુત ચરિત્રો આપ્યા છે. કિં. ૩ ાા.

**છોટમકાવ્ય**—નવરાત્રિ વગેરે પ્રસંગે મુંબઇ, સુરત, વડોદરા વગેરે સ્થળે ગવાતા રસિક ગરબા, પદ, છંદ, ઇત્યાદિ. કિં. ૩.ાા પો. )–

**અધ્યાત્મ ભજનમાળા**—આનંદઘન, કમાલ, કબીર, નઝીર, ગોરખ, નૃસિંહ, ચિદાનંદ, સદ્‌ચિદાનંદ, બ્રહ્માનંદ, ત્રિવિક્રમાનંદ, ઈત્યાદિ ૧૧૬ મહાન કવિ-ભકતોએ અને સંતસાધુઓએ રચેલાં ૫૯૩ પદ-કીર્તનોનો સંગ્રહ. પૃ૪ ૨૫૬ કીં. ૩ાા પો. )=

**કહાનકાવ્ય**—પ્રભુ પ્રાર્થના, મનને ઉપદેશ, વ્યવહારજ્ઞાન, સ્ત્રીશિક્ષા-વગેરે પુષ્કળ બાબતોપર ખાસ રચેલા સેંકડો છંદ, પદ, ગરબા, સંગીત ઈત્યાદિ. પૃષ્ઠ ૨૩૨ કિં. રૂ૧ા.

**સંતોષશતક**—સંતોષ સદ્ગુણના મહિમા વિષે મૂળ હિંદી દોહા, તેની ગુજરાતી ટીકા, વ્યાખ્યાન તથા સુજ્ઞ ઇશ્વરલાલ દવેના ચિત્ર-ચરિત્ર ઇ. સાથે. કિં રૂ૦ા પો. )–

**સચિત્ર ચોરાશી આસન**—પ્રાણ તથા મનને સ્થિર કરી નિયમમાં રાખનાર શ્રી હઠયોગનાં મૂળ આસનોના ૧૩ અવાંતર ભેદા સાથે ૯૭ સુંદર ચિત્રો, પ્રક્રિયા, મંત્ર અને સહેલી સમજ સહિત કિં. રૂ૧ા પો. )=

**સાહિત્યસંગ્રહ**—કવિ ગંગ. ગિરિધર, ગ્વાલ, ગોપાલ, ગોપ, ગુમાન, તાનસેન, ત્રીકમ, તુળસી ટોડરમલ્લ, પદ્માકર, પ્રિયાદાસ, બિહારી, બિરબલ, બ્રહ્માનંદ, ભૂખણ, જસુ, નાનક, કબીર, કમાલ, કેશવ, કિસન, કુબેર, કુંઙ,

# ब्रह्मसंबंधनो मंत्रः

*श्रीकृष्णः शरणं मम ॥ सहस्र परिवत्सरामितकालजातकृष्णवियोगजनिततापक्लेशानंतातिरोभावोहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणांतःकरणतद्धर्मांश्च दारागार पुत्राप्तवित्तेहपराण्यात्मना सह समर्पयामि दासोऽहं कृष्णं तवास्मि ॥

---

* આ ઠેકાણે ઉપનયનાદિ સંસ્કારને પામેલાએ ૐ મેળવી જપ કરવો.

# अष्टाक्षरोने मंत्र.

*** श्रीकृष्ण शरणं मम ॥†**

ઉઁરૂપ શ્રીકૃષ્ણ શરણ મ્હારા (છે.) શ્રીકૃષ્ણ પરમાત્મામાં તન્મય થઈ આ મંત્ર નિત્ય શુદ્ધ આચાર, વિચાર અને સદ્‌ભાવે જપવો.

---

† આ મંત્રની અવાંતર વિધિ આકર ગ્રંથોમાં જોવી.



# श्रीकृष्ण शरणाष्टक.



નીચેના શ્લોકો ભણી નિત્યપાઠ કરવો:-

सर्वसाधनहीनस्य
पराधीनस्य सर्वतः ॥
पापपीनस्य दीनस्य
श्रीकृष्णः शरणं मम ॥ १ ॥

સકળ સાધન વગરનો, ચારે તરફથી પરતંત્ર, પાપવડે પુષ્ટ થએલો અને દીન એવો હું શ્રીકૃષ્ણને શરણ છું.

संसारसुख संप्राप्ति-
सन्मुखस्य विशेषतः ॥
बहिर्मुखस्य सततं
श्रीकृ[illegible] शरणं मम ॥ २ ॥

વિશેષે કરીને સંસાર સુખની પ્રાપ્તિને માટે આસક્ત અને નિરંતર ભગવદ્‌-વિષયથી વિમુખ એવો હું શ્રીકૃષ્ણને શરણ છું.

सदाविषयकामस्य
देहारामस्य सर्वदा ॥
दुष्टस्वभाववामस्य
श्रीकृष्णः शरणं मम ॥ ३ ॥

નિરંતર કામના વિષયને સેવનારો, સર્વથા દેહને આરામ આપવામાં સુખ પામનારો અને દુષ્ટ સ્વભાવવાળો એવો હું શ્રીકૃષ્ણને શરણ છું.

संसारसर्पदष्टस्य
धर्मभ्रष्टस्य दुर्मतेः ॥
लौकिकप्राप्तिकष्टस्य
श्रीकृष्णः शरणं मम ॥ ४ ॥

સંસારરૂપી સર્પથી કરડાયલો, ધર્મથી ભ્રષ્ટ, દુષ્ટ બુદ્ધિવાળો અને ઐહિક ( આ લોકના ) સુખની પ્રાપ્તિ માટે શ્રમ કરનારો એવો હું, શ્રીકૃષ્ણને શરણ છું.

विस्मृतस्वीयधर्मस्य
कर्ममोहितचेतसः ॥
स्वरूपज्ञानशून्यस्य
श्रीकृष्णः शरणं मम ॥ ५ ॥

પોતાનો ધર્મ ભૂલી ગયેલો, કર્મોને લીધે મોહ પામેલા ચિત્તવાળો અને આત્મસ્વરૂપનું જ્ઞાન નહિ જાણનારો એવો હું, શ્રીકૃષ્ણને શરણ છું.

संसारसिंधु मग्नस्य
मग्नभावस्य दुष्कृतेः ॥
दुर्भावलग्नमनसः
श्रीकृष्णः शरणं मम ॥ ६ ॥

સંસારરૂપી સમુદ્રમાં નિમગ્ન થએલો, નાશ થએલા ભાવવાળો, દુષ્કર્મ કરનારો અને દુર્ભાવમાં લાગેલા મનવાળો એવો હું, શ્રીકૃષ્ણને શરણ છું.

विवेकधैर्यभक्त्यादि
रहितस्य निरंतरम् ॥
विरुद्धकरणासक्तेः
श्रीकृष्णः शरणं मम ॥ ७ ॥

નિરંતર વિનય, ધીરજ, ભક્તિ વગેરેથી રહિત, શાસ્ત્ર વિરૂદ્ધ આચરણ કરવામાં આસક્ત એવો હું, શ્રીકૃષ્ણને શરણુ છું.

विषयाक्रान्तदेहस्य
वैमुख्यहृतसन्मतेः ॥
इंद्रियाश्वगृहीतस्य
श्रीकृष्णः शरणं मम ॥ ८ ॥

શબ્દાદિ વિષયોથી આકર્ષિત દેહવાળો, ભગવદ્ વિષય વૈમુખ્યથી નાશ થયેલી સદ્‌બુદ્ધિવાળો અને ઇંદ્રિયોરૂપી અશ્વથી ગ્રહણ કરાયલો એવો હું, શ્રીકૃષ્ણને શરણ છું.

एतदष्टकपाठेन
ह्येतदुक्तार्थभावनात् ॥
निजाचार्यपदांभोज-
सेवकोऽदैन्यमाप्नुयात् ॥ ९ ॥

આ અષ્ટકનો પાઠ કરવાથી ઉપર કહેલાં અનેક દુઃખોથી નિવૃત્ત થઈને પોતાના આચાર્યના પાદરૂપી ચરણ કમળને સેવનારા થઈ, સર્વ વૈભવને પ્રાપ્ત થવાય છે.



# श्रीयमुनाविज्ञप्ति.



कृष्णां कृष्णसमां कृष्ण-
रूपां कृष्णरसात्मिकाम् ॥
कृष्णलीलामृतजलां
कृष्णसंबंधकारिणीम् ॥ १ ॥
कृष्णप्रियां कृष्णमुख्य-
रससंगमदायिनीम् ॥
कृष्णक्रीडाश्रयां कृष्ण-
पदवीप्रापिकामपि ॥ २ ॥
कृष्णास्थितां कृष्णवास-
हृदयां कृष्णकामुकाम् ॥

कृष्णप्रियाप्रियां कृष्ण-
स्थायिभावसमुद्भवाम् ॥ ३ ॥
कृष्णैकमिलनस्थान-
भूतां कृष्णसुखार्थिनीम् ॥
कृष्णगोपीसहचरीं
कृष्णसन्मानवर्धिनीम् ॥ ४ ॥
कृष्णकार्यपरां कृष्ण-
लीलास्थलविशोधिकाम् ॥
कृष्णक्रीडांकुंकुमादि-
युतां कृष्णरसादराम् ॥ ५ ॥
कृष्णगोपीपूज्यदेवीं
कृष्णव्रतफलप्रदाम् ॥
कृष्णलीलार्थमायातां

कृष्णनीरधिसंगताम् ॥ ६ ॥
कृष्णपादस्पर्शकामां
कृष्णमानससंश्रिताम् ॥
कृष्णसक्तां कृष्णकृष्णां
कृष्णप्रीतिप्रसाधिनीम् ॥ ७ ॥
कृष्णांघ्रिरेणुबहुलां
कृष्णमेवकसन्मुखाम् ॥
कृष्णभावविरोधिस्व-
दासप्रकृतिनाशिनीम् ॥ ८ ॥
नमामि यमुनां कृष्ण-
तूर्यप्रियतमामहम् ॥
निजाचार्यपदांभोज-
दासे भावं प्रयच्छतु ॥ ९ ॥

## અર્થ.

શ્યામ વર્ણવાળાં, શ્રીકૃષ્ણના સમાન મહિમાવાળાં, શ્રીકૃષ્ણ જેનું રૂપ છે તેવાં, બ્રહ્માનંદસ્વરૂપવાળાં, શ્રીકૃષ્ણની લીલાઓ યુક્ત અમૃતરૂપ જળવાળાં, પોતાના જળમાં સ્નાન કરનારા લોકોને શ્રીકૃષ્ણનો મેળાપ કરાવનારાં. ॥૧॥

શ્રીકૃષ્ણનો પ્રેમ ધરાવનારાં, શ્રીકૃષ્ણપ્રત્યે ભક્તિ આપનારાં, ગોપીઓની સાથે શ્રીકૃષ્ણને જલક્રીડા કરવામાં આશ્રયરૂપવાળાં, પોતાને આશરે રહેલાંઓને સાલોક્યાદિ (સાલ્યોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય ) ચતુષ્ટય પદવીઓને પ્રાપ્ત કરાવનારાં. ॥૨॥

સદૈવ શ્રીકૃષ્ણ જેને ધરાવેલાં છે એ-વાં, સદૈવ શ્રીકૃષ્ણપ્રત્યે મન રાખનારાં, જેને શ્રીકૃષ્ણ અત્યંત ચાહે છે તેવાં, શ્રીકૃષ્ણની પ્રિયાઓ રાધા, રૂકિમણી, સત્યા, ભદ્રા વગેરેને પણ જે પ્રિય છે તેવાં, શ્રીકૃષ્ણના સ્થિરભાવમાંથી ઉત્પન્ન થએલાં. ॥૩॥

શ્રીકૃષ્ણના મેળાપના સ્થાનમાં જે મુખ્ય છે તેવાં, શ્રીકૃષ્ણ થકી સુખ ઇ-ચ્છનારાં, શ્રીકૃષ્ણની ગોપીઓની સહ-ચરી છે તેવાં, શ્રીકૃષ્ણથી અત્યંત માન પામેલાં. ॥૪॥

શ્રીકૃષ્ણનું કામ કરવામાં તત્પરતા-વાળાં, શ્રીકૃષ્ણની લીલાનાં સ્થલોને (કુંજ,

લતા વગેરેને ) પોતાના તરંગોથી પરિ-
શુદ્ધ કરનારાં, શ્રીકૃષ્ણની ગોપીઓ સા-
થેની જલક્રીડાથી કુંકુમાદિ જેમાં પડેલાં
છે તેવાં, શ્રીકૃષ્ણ પરમાત્માના રસમાંજ
આદરવાળાં. ।।૫।।

શ્રીકૃષ્ણની ગોપીઓથી પૂજાએલાં,
શ્રીકૃષ્ણવ્રતના ફળને આપનારાં, શ્રીકૃષ્ણની
લીલામાટે ગોલોકથકી પધારેલાં શ્રીકૃષ્ણ-
રૂપી સમુદ્રમાં સંગમ પામેલાં. ।।૬।।

શ્રીકૃષ્ણના ચરણસ્પર્શ કરવામાં ઉ-
ત્સુક મનવાળાં, શ્રીકૃષ્ણના મનમાં રમી
રહેલાં, સદૈવ શ્રીકૃષ્ણનું સ્મરણ કરનારાં,
શ્રીકૃષ્ણના જેવાજ શ્યામરંગ ધરાવ-
નારાં, શ્રીકૃષ્ણની ભક્તિને આપનારાં,

શ્રીકૃષ્ણના ચરણકમળથી પડેલા પરાગોને ધરાવનારાં. ॥૭॥

શ્રીકૃષ્ણના સેવકને પ્રસન્ન રાખનારાં, શ્રીકૃષ્ણની ભક્તિના વિરોધવાળા પોતાના દાસની તેવી પ્રકૃતિને નાશ પમાડનારાં, અર્થાત્ પોતાના જળમાં સ્નાન કરનારાને શ્રીકૃષ્ણની ભક્તિ પમાડનારાં. ॥૮॥

એવાં શ્રીકૃષ્ણનાં મંગળવાજીંત્રો પ્રત્યે પ્રેમ ધરાવનારાં યમુનાજીને હું નમન કરૂં છું; જે પોતાના આચાર્યના ચરણકમળના દાસત્વમાં અમને ભક્તિ ઉપજાવો. ॥૯॥



# મધ્યાહ્નશ્રીકૃષ્ણસંધ્યા.

## ( મધ્યાહ્ન કૃષ્ણોપાસના. )

હવે મધ્યાહ્નની કૃષ્ણસંધ્યામાં પ્રાતઃ શ્રીકૃષ્ણોપાસના કરતાં જે ભેદ છે, તે નીચે દર્શાવ્યો છે. બાકી સર્વે શ્રીકૃષ્ણસંધ્યા પ્રમાણેજ કરવી. પ્રાતઃસંધ્યા તેમજ મધ્યાહ્નસંધ્યા પૂર્વ દિશાતરફ મુખ રાખીને કરવી.

સંકલ્પ કરતી વખતે મધ્યાહ્નશ્રીકૃષ્ણોપાસનમહં કરિષ્યે એમ કહેવું.

---

* બપોરે જેને અવકાશ ન મળતો હોય તે મધ્યાહ્નસંધ્યા પ્રાતઃસંધ્યા કર્યા પછી સવારનાં કરે તો ચાલે.

## अम्बुप्राशन.

आपः पुनन्तु जगतीं
जगती तु पुनातु माम् ॥
उच्छिष्टञ्चैव चाभोज्यं
यद्वा दुश्चरितं मम ॥ १ ॥
सर्वं पुनीहि यमुने
पिबेऽहं त्वज्जलं शिवे ॥

## अर्घ्य.

મધ્યાહ્ન શ્રીકૃષ્ણોપાસના પ્રયોગમાં એક અર્ઘ્ય શ્રીકૃષ્ણગાયત્રીના મંત્રવડે આપવો.

---

# सायं श्रीकृष्णसंध्या.

## ( સાયં શ્રીકૃષ્ણોપાસના. )

હવે સાયંકાળે શ્રીકૃષ્ણસંધ્યામાં, प्रातःकृष्णसंध्या કરતાં જે ભેદ છે, તે નીચે દર્શાવ્યો છે. તે સિવાય સર્વ ક્રિયા प्रातःसंध्या પ્રમાણે કરવી. સાયંકાળે શ્રીકૃષ્ણસંધ્યા પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને કરવી. સંકલ્પ કરતી વખતે सायं श्रीकृष्णोपासनमहं करिष्ये એમ કહેવું.

---

## अम्बुप्राशन.

मन्युसंभूतपापेभ्यो-

रक्षेत् कृष्णधनंजयः ॥

अह्नि यत्कुरुते पाप

महस्तदवलुंपतु ॥ १ ॥

यत्किंचित् दुरितं चास्ति

हृयेऽहं कृष्णतेजसि ॥

संपूर्णः

# श्रीकृष्णकीर्तन.



(પદ.)*

શ્રીકૃષ્ણ ભજન જેણે ન કર્યું,
જનમારો તેનો વ્યર્થ ગયો.—(ટેક.)
બહુ પાપ પુણ્યની પોઠ ભરી,
ભવ વાટવિષે વણજારો થયો.—શ્રીકૃષ્ણ. ૧
મળિ મિત્રો ખૂબ ખૂટેલ ખરો,
ખરચી ખરે ખાઇ ખરાબ કર્યો.—શ્રીકૃષ્ણ. ૨
અંહિ લાવ્યો હતો સહુ સાધન જે,
સહસા ધન તે ખરચીને રહ્યો.—શ્રીકૃષ્ણ. ૩
કહે ગોવર્ધન કવિ ચેત હજુ,
હરિ હિરો હૈયેથી જાય હર્યો.—શ્રીકૃષ્ણ. ૪

( ૮૭ )

( પદ. ) *

શ્રીકૃષ્ણ કથામૃત પી પી પી

પ્રાણી હો ! શ્રીકૃષ્ણ કથામૃત.—( ટેક. )

કૃષ્ણ કથામૃત પાન કરીશ તો,

જમ કરશે તને જી જી જી—પ્રાણી હો. ૧

ધન વનિતાદિક સ્થિર માને તું,

કાળ હસે તને ખી ખી ખી.—પ્રાણી હો. ૨

હરિસેવનમાં રાખી મન તું,

પાપકર્મથી બી બી બી.—પ્રાણી હો. ૩

ગોવર્ધન પ્રભુભક્તિ રહિત તે,

ઇતર કથા તે શી શી શી.—પ્રાણી હો. ૪

---

* "અધ્યાત્મ—ભજનમાળા" પૃષ્ઠ ૨૨૦.

# ( ૮૮ )

( પદ. ) *

હરિ ચરણે ચિત ચોડ,—હો મનવા. ( ટેક )
જોબન ધન લૂટાએ જોતાં,
સૂતો શું સજિ સોડ,—હો મનવા. ૧
છળ પ્રપંચથી છેવટ છે દુખ,
છંદ તું તેનો છોડ.—હો મનવા. ૨
જુઠા જર જુવતીના લોભે,
મૃગવત મિથ્યા દોડ !—હો મનવા. ૩
સાચું જર છે અજર ઉપાસન,
જુક્તિ કરી તે જોડ,—હો મનવા. ૪
આવાગમન ન તૂટે તાપણુ,
તત્વવિચારે તું તોડ,—હો મનવા. ૫
જનહિત ચિંતવ નિત્ય હ્રદયમાં,
કાન પૂરે પ્રભુ કોડ,—હો મનવા. ૬

* " કહાનકાવ્ય "—પૃષ્ઠ ૧૦.

( ૮૯ )

( ગરબો. ) *

કાયા કુંજગલી છે વૃન્દાવન જો,
ગુણની ગ્રંથી તે ગિરિ ગોવર્ધન જો;
ચોવિશ તત્વ પ્રકૃતિ ગોપીજન જો,
પ્રાણવાયુ તે જમનાં લહરે જાય છે. ૧
નવે દ્વારમાં દેવ રહ્યા નવનંદ જો,
જીભ જશોદા ઘેર રમે ગોવિંદ જો;
સકલ સાધને ઉપજાવે આનંદ જો,
નિત્ય નુતન લીલા રે વ્રજમાં થાય છે. ૨
પ્રથમ પ્રભુએ પાપ પૂતના મારી જો,
ઘણા અસુરથી જન લીધા ઉગારી જો;
બ્રહ્મા ઈંદ્ર રહ્યા હરિ આગળ હારી જો,
કામ ક્રોધ મદ અઘ બગ ધેનુક મારિયા. ૩

---

* "છોટમકાવ્ય" પૃષ્ઠ ૬૬.

શીલ સહજ શુભ લક્ષણ ગોકુળ ગાયજો,
તે સર્વે શ્રીકૃષ્ણ ચરાવા જાય જો;
જાગૃત સ્વપ્નું મંદિર વડની છાંય જો,
વિષય વાસના કાળિ દુખથી નિવારિયા. ૪
ત્રિવિધ તાપ દુખ દાવાનળ સમાવ્યો જો,
ભક્તિ શરદ નિશા પુનમ દિન આવ્યો જો;
તે સર્વે ગોપીજનને મન ભાવ્યો જો,
શ્રી મોહને વજાડી રે મધુરી મોરલી. ૫
તે મોરલીએ સર્વેનું મન મોહ્યું જો,
સુરત રાધિકાએ સુણવા ચિત પ્રોયું જો;
ભામિનિઓએ ભવ વૈભવ સુખ ખોયું જો,
ચતુરાંઓ ચાલી રે સહુ ટોળે મળી. ૬
ગગન મંડળમાં વાજે અનહદ નાદ જો,
માનનિઓ ચાલી મૂકી મરજાદ જો;
રસિયા સાથે કીધો રસનો વાદ જો,
સામળિયા સંગે રે સહુ રંગે રમી. ૭

પરાપાર પરમેશ્વરનો છે વાસ જો,
ત્યાં જઈ કીધો રાધાજીએ રાસ જો;
પ્રેમે પ્રકટયા કોટિ સૂર્ય પ્રકાશ જો,
જન છોટમ ગોપી તે ગોવિંદને ગમી. ૮

( પદ. ) *

કરૂણાલય કૃષ્ણ કૃપાનાથ શ્રીહરિ;
પાદાંબુજ પ્રણત રહું રીત મેં ધરી,
દાતા, ત્રાતા, ભવતરના, સુખકરના,
દુખહર હરિ હરિ,—કરૂણાલય. ( ટેક. )
સદ્-ચિદ-આનંદરૂપ શ્રેષ્ટ સર્વદા,
ઉદ્‌ભવ-સ્થિતિ-લય કર મતિકરન મનમુદા;
સ્વામી, નામી, રહું શરણ, ગુણ બરન,
ભૂલું ના કદા,—કરૂણાલય. ૧

ત્રિગુણાતિત નિત્ય ગતિ ગમ્ય ના વરી,
આદ્ય-અંત-મધ્યમય સ્વતંત્રતા ભરી;
કળા, અકળા, સુખસિંધુ, દીનબંધુ,
વંદું કરગરી,—કરૂણાલય. ૨
અધમોધમ મોક્ષદાયિ પતિતપાવના,
શાંતિ-રસ-રૂપ-શુદ્ધ સત્વ ભાવના;
ઇશા, ધીશા, જગદીશા,
પત નિભાવના.—કરૂણાલય. ૩
પરમાનંદ પૂર્ણકામ ભક્તવંદનં,
શરણાંગત દાસ છોટમ કરત વંદનં;
આશા, પાસા, ભયત્રાસા, ખલબાસા,
કર નિકંદનં,—કરૂણાલય. ૪

---

* " છોટમકાવ્ય "—પૃષ્ઠ ૨૭.